પૂજારો વર હોય કે લાડી હોય તેને સાંજના સમયે તીયાર કરેસે. ઢોલીયા વાજુ વગાડે સે. બદ્દાજ બાયડીઓ, આદમી બદ્દા ભેગા થાય સે પસેણ વર કે લાડીને એખ જણ ઘરના ઝાંપેથી ખાંદ પર બહાડી લે સે ને ઢોલીયા ઢોલકી વગાડે સે. પસેણ બદ્દા ભેગા કુદવાનું કરે સે. પસેણ બે કુવારી છોરીયો લૂડીઓ હોય સે તે ટોપલીમેં મકાઇના બે બે રોટલા ને થોડુ ભાત લી'ન માથે ઊઢેણ મૂકે સે. પસેણ તેવીનો પણ કુદે સે. જે સીમોડીદેવી ગામની વચ્ચે હોયસે તે જગા પૂરો બદ્દા કૂદતાં-કૂદતાં જાય સે. પસેણ પૂજારો વર કે લાડી આ દેવી આગળ ઊભી રાખે સે. પસેણ કોડીયાનો દેવો કરસે ને દારૂનો ચીહો પણ આગળ મેકે સે. પસેણ લાડી કે વોરને વધામણાથી પાંચ વખત વધાવે સે. પસેણ પૂજારો લાડી કે વોરને ખભે બેહાડીને પાંચ આંટા કુદાડે સે. એકબાજુ બદ્દા જુવાનિયા ઢોલકી કુદતાં હોય સે. પસેણ પૂજારો નાળુ હોયસે તેને જે દેવીની જગા પોર મૂહડાનુ ઝાડ હોય સે તેની ચોફરે નાળુ બાંધે સે ને વોર કે લાડીને વધાનું કહે સે. પસેણ પાછાં તે જગાએથી બધા કૂદતાં-કૂદતાં ઘેરે આવે સે ને જુવાનીયા ઢોલકી કુદે સે પસેણ બદ્દા છૂટા પડે સે.

### ૧૭. દોરડિયો દેવ :

આદિવાસી રાઠવામેં લગન કરવામેં આવે સે તેર ઘોર લાડી લાવે સે એતરે કે જાન જાય ને લાડી બપોરે વોરને લી' આવે સે પસેણ લાડીને વોરને ચાખલીના છેડા ગાંઠી દેવામેં આવે સે ને ઘોરથા જાં દોરડા છોડની જગા થવા દોરડિયો દેવ હોય સે તે જગા પોર ગામનો પૂજારો ને ઢોલીયા બીજા બદ્દા કૂદવા વાળા લોકુ પણ જાય સે. પસેણ જે ચાખલાના છેડા બાંદેલા હોય સે તે પૂજારો છોડી દે સે ને લાડીને વોરને જમણા હાથે સોપારીમાં સરકાવીને નાળુ બાંધેલું હોય સે તે ગાંઠો પહેલો-પૂજારો હોય તેવીયો છોડે સે પસેણ લાડીનુ હાથે બાંધેલું નાળુ વોર છોડે ને વોરના હાથે બાંધેલું નાળુ લાડી છોડે સે આમ બે તેણ વાર છોડવામે આવે સે. પસેણ લાડીને વોરને વધામણું હાથમાં રાખીને ગોળ પાંચ આંટા ફેરવે સે ને બીજા બધા ઢોલકી કુદે સે. પસેણ લાડીને વોરને ઘોડે બહાડીન પાંચ-પાંચ આંટા બધા વારાફરતી ઘોડે રમાડે સે. પસેણ જે કળસિયાનું પાણી હોયે તેને લાડીને ઘોરની ચોફેર ફરીને થોડુ થોડુ નખાવે સે ને પસેણ બધા છુટા પડે સે ને લાડીને વારે ઘોર રહે સે.

### ૧૮. હોળીમાતાદેવી :

આદિવાસી સમાજમેં હોળીમાતાનો તીવાર મોટો ગણવામેં આવે સે. તે દાહડે બાયડીયો હવારથી અપાસ રાખે સે. એતરે કે જો બાયડીની કોઇક બીમારી થતી હોય તે હોળીમાતાની માનતા રાખે સે ને હોળીમાતાને ગામની વચમેં હળગાવામે આવે સે તેર જે અવાસ રાખો હોય તે હોળીની આજુબાજુ પૂજારા પાછળ હાથમેં નળિયોર ને જુવાર કે ચણા લઇને પાંચ આંટા ફરે સે. ગામના બદ્દા ઢોલ, વાંસળી વગાડીને કુદે સે.પસેણ હોળી હલગાવામાં આવે સે. તેર વાંદીને નળિયોર હોળીમે નાખે સે ને પોગે પડે સે. ને બધા ભેગા થીન કુદે સે ને વારુવારુ નવલા ચાખલાં પણ પહેરે સે. પસેણ ઘોર જીન ઢેબરા બધુ રાધેલું હોય સે તે ઘોરને ને હગાંવાલા ભેગા મળીને ખાય સે. બીજે દાહડે તીવારનું રાંધે સે. તે દાહડે બોકડા, કુકડા, દારૂ બદ્દુ ખાય-પીને કુદવાનું કરે સે. ને હોળીમાતાનો તીવાર માને સે.

૧૯. ચૂલદેવતા :

આ ચૂલદેવતા હોળીના પાંચમે દાહડે આવે સે. હોળીની બાજુમાં એક ખાડો કાયમનો ખોદેલો હોય સે. તીમેં હાદડો લાકડાં બાળીને કોલસા પાડવામેં આવે સે. આ દાહડે કોઇ પણ આદમી બીમાર કે ચાંદા-ગુંમડા થીયાં હોય તેર બાદા ચૂલદેવતાની રાખે સે. ચૂલના દાહડે હવારનો ઉપવાસ રાખે સે. પગે કોઇ પણ વસ્તું ચોટવા દેતા નીં ને પોગમેં છાણ કે કીચડ ચોપડાય જાય તેર પોગમેં ફોલ્લા પડે સે એતરે પોગમેં કોઇ પણ વસ્તુ લાગવા દેતા ની. પસેણ ચૂલને દાહડે જે ચૂલમેં ઉતરવાનો હોય તે એક કુકડુ કે ૧૦ રૂપિયા પૂજારાને આપીને વિદિ કરાવીન પસેણ નીંગાળા બરાબર હળગતા હોય સે તીમેં ચાલે સે. પણ ફોલ્લા કે દાઝતુ ની. બદા જેતરા અપાસ કર્યો હોય સે, તે વારાફરતી ઉતરે સે. ને બદા ઢોલ, વાંસળી, કરતાલો, વગાડીને કુદવામેં આવે સે.

૨૦. ઝોરિયોદેવ :

આ દેવ મોટાભાગે નદીના કિનારે હોય સે. જે બડવો નવો શીખતો હોય સે ને ધુણવાનું બરાબર નીં આવતુ હોય સે તેર કોઇ જુનો બડવો તીને ઝોરીયાદેવે લી'જાય સે. રાતના સમયે આ કામ કરવામેં આવે સે. તીને પેહલો ઉગાળાવે સે. પસેણ દવા કરે સે ને જુનો બડવો ગાયનું કરસે. પસેણ નવા બડવાને ધૂણવાનો ભાર લેવડાવે સે ને પૂસે સે બડવા કોઇ તેને ચઇડુ સે તેર નવો બડવો કહે સે મને ઝોરયોદેવ ચડેલો સે. એમ બોલેસે ને મારે કાળો કુકડાના લોહીનો પીયાલો પીવો સે એતરે જુનો બડવો કાળુ કુકડુ મારે સે ને લોહી પાવે સે. તેરથી નવો બડવો થી' જાય સે.

○



# રાઠવાનાં લગન

સુભાષ ઈશાઈ

દુનિયામેં બદી જાતના લોકુ મેં લગન કરવાની અલગ અલગ રીતુ સે. એયીજ રીતે રાઠવામેં હોત લગન કરવાની અલગ અલગ રીતુ સે. રાઠવા જાતિ મેં એખ કરતે વદાર લગનની રીતુ દેખે પડે સે. આયી અલગ અલગ રીતુથી રાઠવાના લગન બીજી ઘણી જાતના લગન કરતે અલગ પડી જાય સે. પેહલે સોરા સોરી આઠ દહ વરહના હોય તેર પેણાવી દેતેલા પુણ હાવ નવા જમાના ના રંગમેં પંદર વીહ વરહે લગન થાય સે. પેહલા એવુ માનવામેં આવતુ કે સોરાની લાડીને ઘરમેં કામ કરવા જ લાવ્વાની સે એતરે એવુ હોત થતુ કે સોરો આઠ દહ વરહનો હોય ને સોરી પંદર વીહ વરહની હોત હોય. આજે હોત અંદરના ગામડામેં આવી રીતના લગન દેખે પડે સે. રાઠવાની લગન કરવાની અલગ અલગ રીતો નીસે બતાવલી સે.

**આશ-બાહનું નક્કી કરલુ લગન :**

સોરો કે સોરી ઉમરલાયક થાય તેર તીમના લગનની વાત સલામેં આવે સે. આજુબાજુના ગામડામેં હગાંવાલાંને વાત પોં'સાડવામેં આવે સે. ઘણીવાર સોરા સોરી જાતે જ પસંદગી કરી લેતા હોય સે. મેળામેં, હાટમેં કે લગનમેં આ રીતની પસંદગી થી' જતી હોય સે. બેઉ બાજુના આશ-બાહ માની જાય તેર ધામધૂમથી લગન જાડવામેં આવે સે.

એખેજ નાતમેં સોરા સોરીનું લગન નીં થતુ. બેવની નાત અલગ હોવી જરૂરી સે. તે શિવાય આશ-બાહ કે ડાલબો ડાલીયાના ટૂકળા કે સેટેની સગાઇ હોત નીં સાલતી. ઘરના વડીલો સોરા સોરીને હાટમેં ભેગા કરાવે સે. હાટમેંજ સોરા સોરી પસંદગી કરતા હોય સે.

સોરો કે સોરી જાતે પસંદગી કરે તેર મેળામેં, હાટમેં કે લગનમેં જો એખબીજાને ગમી જાય તેર સોરો લગન કરવાની વાત કરે સે. સોરો સોરીને પાન ખવાડે સે. સોરી જો લગન કરવા તીયાર હોય તો પાન ખાય જાય સે. ઘેર વડીલોને વાત કરવામેં આવે સે. બેઉ બાજુ કોય વાંદો નીં હોય તો લગન નક્કી કરી દેવામેં આવે સે.

લગન નક્કી થી' જયા પછેન ગામના પટેલને બીજા બે તેણ વડીલ જોળે ગોળધાણા ખાવાનો દાહડો નક્કી કરવામેં આવે સે. તે દાહડે સોરીવાળા સોરાવાળા હતેણથી દે'જ લે સે. સોરીને આલવાની રકમ પટેલ નક્કી કરી આલે સે. લગન હોળી પસેણ લેવામેં આવે સે. લગનનો દાહડો પટેલ નક્કી કરી આલે સે.

લગનના એખ હટવાડિયા પેહલે બડવાને બોલાવીન સોખા ને હળદ ભેગા કરીન નોંતરા બનાવામેં આવે સે. આયા નોંતરા જેયાને લગનમેં બોલાવાના હોય તેયા હગાંવાલાં ને ગામલોકુને પોં'સાડવામેં આવે સે. આયા

નોંતરા આલવા હોર વડીલો જાય સે ને લગનના દાહડાની હલા કરે સે.

લગનને આગલે દાહડે તેલ સડાવાનું હોય સે. લાડા બાજુના બે માણહુ લાડીને ઘેર તલનું તેલ લી'ન આવે સે. હાંજે તેલ સડાવાની વિદ્દિ કરવામેં આવે સે. તેલ સડાવતે પેહલે ઢોલીઆનું પૂજન કરવામેં આવે સે. એક થાળમેં કંકુ, સોખા, હળદ બદ્દુ મેશીન વદ્દાવણુ તીયાર કરવામેં આવે સે. આ થાળથા ઢોલીઆનું પૂજન કરવામેં આવે સે. પાંસ કુંવારી સોર્યુમને લુણિયાણ રાખવામેં આવે સે. તીમનું હોત પૂજન કરીન તીમના હાતે આટી બાંદવામેં આવે સે. પછેન ઢોલીઆ લી'ન ખતરીદેવનું પૂજન કરવા હોર લાડી, લુણિયાણો ને બાયડીયું ગીતુ ગાવતા ગાવતા જાય સે. ખતરીદેવે જી'ન તીનું પૂજન કરવામેં આવે સે. ખતરી દેવને દારૂ, તાડી, હળદ, તેલ, આટી, પોનો અહલુ ધરાવામેં આવે સે. ખતરી દેવને પૂજીન ગીતુ ગાવતા ગાવતા ઘેર આવે સે.

ઘેર આયવા પછેન લાડીને અંઘોળ કરાવામેં આવે સે. પટેલ ને બડવો અંઘોળ કરવાના પાણીનું પૂજન કરે સે. લાડીની ભાબી કે લુણિયાણ પેહલા લાડીને પોનો ને દહીં થા અંઘોળ કરાવે સે. પછેન પાણીથા અંઘોળ કરાવામેં આવે સે. લાડીને અંઘોળ કરાવીન ઘરના બાયણા હામે ઊબી રાખીન લાડીની ભાબી કે લુણિયાણ કોકડિયાં ઊતારે સે. જેમેં બે ઢાંકણીમેં દેવતા લી'ન તેમેં આખા હૂકા મરસાં નાંખી જમણેથા ડાબે હાતવાર ઊતારવામેં આવે સે. પછેન લાડીને તેલ સડાવીન પીઠી સોળવામેં આવે સે. પીઠી સોળીન તેલ ઊતારવામેં આવે સે. લાડીને પાસા અંઘોળ કરાવામેં આવે સે. તેલ ઊતાયરા પેહલે અંઘોળ કરાવામેં નીં આવતુ. ઘરમેં લાડીની આશાનો ખોળો ભરવામેં આવે સે. સાડીના સેડામેં પૂજ ને હવા કે હવા પાંસ રૂપિયા મેશવામેં આવે સે. આ બદ્દી વિદ્દિ વખેત બાયડીયું ગીતું ગાવે સે.

જાન આયવા પછેન પટેલ લાડાને તોરણે સડાવે સે. જેમેં પટેલ થાળમેં વદ્દાવણુ લી'ન લાડાને વદ્દાવે સે. જેને લાડો તોરણે સયડો કહ્વાય સે. લાડો તોરણે સડે એતરે પટેલને તોરણનો લાગ આલવો પડે સે. પટેલને હવા પાંસ કે હવા અજ્યાર રૂપિયા આલવામેં આવે સે. લાડાને તોરણે સડાવીન જાનને બેહવાની જગા આલવામેં આવે સે. લાડાની હાળી વરબેડિયું લી'ન આવે સે. આયુ વરબેડિયું જાનવાળા ઊતારે સે પુણ હાળી ઊતારવા નીં દેતી. વરબેડિયું ઊતારવા હોર હાળી લાગ માંગે સે. હાળી તીની મરજી પરમાણે લાગ માંગે સે જે આલવો પડે સે. લાગ લીદા પછેન જ લાડી વરબેડિયું ઉતારીન લાડો બઠો હોય તે ગાડાના પૈડા પેર થોડુ પાણી રેડે સે ને થોડુ પાણી ગાડુ હાંક્નારના મુંડા પેર સાંટે સે. આથી વખેત હાળી જોળે આવલી બીજી બાયડીયું ગીતું ગાવે સે.

વરબેડિયાની વિદ્દિ પતાવીન એથી જ હાળી પાસી કલવો ને દાતુણપાણી લી'ન આવે સે. કલવામેં ઉળેદના ઢેબરાં હોય સે. કલવો ખવાડવા હોર ને દાતુણપાણી કરાવા હાળી પાસો લાગ લે સે. તીની મરજી પરમાણે લાગ આલવો પડે સે. પછેન જાન પાડવામેં આવે સે જેમેં જાનને આખો દાહડો બહી રે'વુ પડે સે. લાડા હતેણ આવેલી બાયડીયું ગીતું ગાવે સે.

બપોરા પછેન જાનમેંથા બે બાયડિયું ને લાડીના ઘેર સોરી પાડવા બોલવામેં આવે સે. લાડા ઘમીયા આથી બે બાયડિયું સોખા ને દારૂનો એખ સીસો લી'ન જાય સે. લાડી ઘમીથા હોત બે બાયડિયું સોરી પાડવા હોર જાય સે. માંડવામેં કે ઘર મોટલું હોય તેર ઘરની અંદર નક્કી કરેલી જગાએ આથી સાર બાયડિયું સોખાની સોરી પાડે સે. દારૂનો સીસો સોરી પાડનાર સાર બાયડિયું પી જાય સે. સોરી પડી જ્યા પછેન લાડાનો બનેવી સોરી ની

રખવાળ કરવા આવે સે. તીને મરસું નાંખીન બનાવલી બીડી પીવા હોર આલવામેં આવે સે જે તેયાને પીવી જ પડે સે.

સૉરી પડાય જ્યા પછેન લાડીનો ભાય લાડાને તેડવા હોર જાન પાડી હોય તાં જાય સે. જોળે ઢોલીઆ લી'ન લાડીના હગાંવાલાં નાસતે કૂદતે જાય સે. બાયડિયું ગીતું ગાવે સે. લાડીનો ભાય લાડાને ઊંસકીન લાવે સે. ઘેર આવી લાડાને બાયણા અગૉળ ઊભો રાખે સે. લાડીની માસીત લાકડાનો પાટલો લી'ન આવે સે. માસીત લાડા હતેણ લાગ લેસે. લાડાનો પાટલા પૅર ઊભો રાખવામેં આવે સે. લાડીની આશ વદાવણાથી લાડાને વદાવે સે. પછેન લાડાના હાત, પૉગને મોં ધોવે સે. હાત,પગને મોં પૅર હળદ લગાવે સે. પાસી ફરે તૅર લાડો તીની સાડીનો સેડો ધરે સે. લાડીની મા લાડાને તીની મરજી મુજબ કૂકડી, બોકડી, ગાય કે ભેંસ આલવાનું કબુલે તૅર પછેનજ લાડો સેડો સોડે સે.

પછેન લાડાને સૉરીમ બહાડવામેં આવે સે. લાડીને હોત સૉરીમ બહાડવામેં આવે સે. પટેલ, પૂજારો ને ઘરના વડીલો લગનની વિદિ કરાવે સે. બેય બાજુની બાયડિયું હામહામે બહીન ગીતું ગાવે સે. પટેલ મોટલી આટી લી'ન લાડા લાડીના ગળામેં નાંખે સે. લાડીનો ભાય લાડાને માથે બાંદેલો સે'રો ઉતારે સે. પછેન લાડાની કમરમેં સાલ બાંદે સે. સાલ બાંદીન લાડાની પીઠમેં પાંસ જોરથા ગુબ્બા મારે સે. પછેન સૉરીમેં મરસાં નાખીન ધૂણી કરવામેં આવે સે. આ ધૂણી પેર લાડાને પાણીના કૉગળા કરાવામેં આવે સે. કૉગળા કરતી વખેત ધૂણી લાગે ને લાડો હાટી જાય તૅર દંડ ભરવો પડે સે. પછેન લાડા-લાડીને જમણેથા ડાબા પાંસ ફેરા ફેરાવામાં આવે સે. જેમેં લાડો અગૉળ રેય સે. બીજા પાંસ આંટા ડાબેથા જમણા ફેરાવામેં આવે સે જેમેં લાડી અગૉળ રેય સે.

લાડીની આશ એખ થાળીમેં ગમનો લોટ, ખાંડ ને ઘી લી'ન આવે સે. થાળી લાડા લાડીને આલીન બદુ ભેગુ કરાવે સે. પાણી રેડીન બેવને પાંસ પાંસ લાડવા બનાવાનું કે'સે. લાડવા બનાવીન લાડો-લાડી એખબીજાને ખવાડે સે. સેલ્લા લાડવે બેવ બાંજુની લુણિયાણ થાળીની ખેંસાખેંસ કરે સે. જેના ઘમી થાળી આવે તીની તે થાળી ગણાય સે. લાડીનો ભાય ઘોતીમેં લોદિયો વીંટાળીન લાવે સે ને ધીમેથા લાડાના પૉગ પૅર પાંસવાર મારે સે. આ વિદિને વીંસી દાબવાની વિદિ કે'સે.

વીંસી દાબ્બાની વિદિ પછેન બદા લાડા લાડીને ખબે બહાડીન ખૂબ નસાવે સે. પછેન ખતરીદેવે નસાવા હોર લી'જાય સે. બદા નાસતે કૂદતે ખતરીદેવે જાયસે. બાયડિયું ગીતું ગાવે સે. ખતરીદેવે જાયને લાડા લાડીને પાંસ વાર જુવારવામેં આવે સે. લાડા લાડીના હાતમેં પાંસવાર સોખા આલીન ખતરદેવને સડાવામેં આવે સે. ખતરી દેવના પાંસ હીદાને પાંસ ઊંદા આંટા મરાવામેં આવે સે. લાડા લાડીને ખબા પૅર બહાડીન ખૂબ નસાવામેં આવે સે. નાસ તે કૂદતે ગીતું ગાવતા બદા ઘૅર પાસા આવે સે.

લાડા લાડીને ઘૅર લાવીન ખવાડવામેં આવે સે. તીમની જોળે તીમની લુણિયાણોને હોત ખવાડવામેં આવે સે. બાહરે જાનને ખવાડવામેં આવે સે. ખાઇ લીદા પછેન લાડાને ઘરની બા'રે લી' જવામેં આવે સે. લાડી ઘરનાંને મલીન ખૂબ રડે સે. રડતી લાડીનને વળાવા હોર ઊંસકીન ઘરની બાહેર લાવ્વામેં આવે સે. લાડી તાં હોત ખૂબ રડે સે. બાયડિયું વળાવાના ગીતું ગાવે સે. પછેન લાડીને લાડા જોળે વળાવામેં આવે સે. થોળાક સેટા જાઇને પટેલ લાડા લાડીનો હાત ધરીન ચંગ બોલે સે. જેમેં કોયની સોરી કોયના સોરા જોળે કેતરા દે'જથી પેણાવામેં

આયવી તે કહવામેં આવે સે. ચંગ બોયલા પછેન પટેલ લાડા જોળેથા એખ સીસો દારૂ લે સે. પછેન જાનવાળા નાસતે કૂદતે ગીતું ગાવતા લાડીને લી'જાય સે.

લાડાના ઘેર લાડાની મા લાડીને વદાવે સે. લાડી લાડાના ઘરમેં નીં જતી. લાડીને ઘરમેં જવા લાડો પશ્યા આલે સે તેર પછેન લાડી ઘરમેં જાય સે. તે દાહડે લાડોલાડી લગનમેં પેહરેલા લુગડાં પેહરીનેજ હુઇ જાય સે.

બીજા દાહડાની વિદિને રીત કરી કહવાય સે. હવારે લાડા લાડીને દાતુણ કરાવામેં આવે સે. પછેન બેવને સા પાવામેં આવે સે. ખાવાના વખતે બેવને જોળે ખવાડવામેં આવે સે.

બપોરિયા ગામ લોકું ચાંલ્લો કરવા આવે સે. પછેન લાડી ઘરના કુળદેવતાને પોગે લાગે સે. ઘરના રસોડામેં થાંબલી ઊભી કરીન કુળદેવતાનું થાનક કરલું હોય સે. પછેન લાડી બદા વડીલોને પોગે લાગે સે. લાડી જોળે કુડમેં પાંસ વખેત સાણ નાંખવાની વિદિ કરાવામેં આવે સે. સાણ નાંયખા પછેન ઘરની બાયડિયું લાડીને બેડું લી'ન કૂવે પાણી ભરવા લી'જાય સે. લાડી કૂવામેંથા પાણી ખેંસી બેડું ભરે સે. પાણી લી'ન ઘેર આવે સે. પાણી તપાવીન લાડાને લાડી અંઘોળ કરાવેસે.

ઘરના લોકું લાડા લાડીને ખૂબ નસાવે સે. તેયા હોત નાસે સે ને ગામ લોકું હોત ખૂબ નાસ કરે સે. ઢોલીઆ ઢોલ વગાડે સે. બાયડિયું ગીતું ગાવે સે. રાતે મોડા હુદીન નાસ ગાન કરે સે. મોડી રાતે ખાવાનું સાલુ થાય સે. ખાવાનામેં દાળભાત ને સીરો હોય સે. ગામ લોકુંને ખવાડવામેં આવે સે. લાડી ઘરના લોકુંને ખવાડે સે. સેલ્લે લાડો લાડી ખાય સે. લાડો લાડી થોડું ખાય પછેન તીમની થાળી બદલી નાખવામેં આવે સે. બેવ એખબીજાની એઠી થાળી ખાયને પેટ ભરે સે. બીજા દાહડાથી લાડો લાડી તીમનો નવો સંસાર સરૂ કરે સે.

નાતરે જવું :

ઘણા લોકુ ખૂબ ગરીબ હોય સે. તીમની જોળે વદાર પૈહા નીં હોતા. આવા લોકુ લગનનો ખરચ હોત નીં કરી હકતા. આવું હોય તેર વડીલો લગન નક્કી કરે તે ખૂબ ઓસા પશ્યે કરવામેં આવે સે. દે'જ લેવામેં નીં આવતું. લાડાબાજુથા હાત આઠ દહ માણહુ જ જાય સે. વદાર ધામધૂમ નીં કરવામેં આવતી. આવા લગનને નાતરે જવું કે'વામેં આવે સે.

બોલાવી લાવ્વુ :

આદિવાશ્યૂમેં રાંડેલી ના હોત લગન કરવામેં આવે સે. તીમેં કોય નવાઇ નીં મેં. સોરી નાની ઊંમરમેં રાંડી હોય તેર તીનુ પાસુ લગન કરાવામેં આવે સે. લગન નક્કી થતે લાડાવાળા આવીન સોરીને લી'જાય સે. કોય વિદિ થતી નીં મેં. ખાલી લાડાના ઘેરથી આઠ દહ માણહુ આવીન નક્કી કરેલા દાહડે રાંડેલીને લી' જાય સે.

ધરી લાવ્વુ :

ઘણીવાર સોરો સોરી મેળામેં, હાટમેં કે લગનમેં એખબીજાને પસંદ કરી લેતા હોય સે પુણ તીમના ઘરવાળા ઘણીવાર આયુ લગન મંજૂર નીં કરતા. આવામેં સોરો સોરીને ધરી જાય સે. તીને ધરી લાવ્વુ કેય સે. સોરો તીના બે સાર ભાઇબંધની મદતથી સોરીને ધરીન લી'જાય સે. ઘણીવારતો સોરી રાજી નીં હોય પુણ સોરાને ગમી જાય

તે હોત તીની મરજી નીં હોય તે હોત ઘરી જાય સે. સોરી જવા તીયાર નીં હોય તો તીને ઠોકીને હોત લી'જાય સે. ઠોકતે સોરી નીં માને તો ઊંસકીને લી'જાય સે. આમેં ઘણી વાર પાસલુ વેર હોત હોય સે.

જે ગામની સોરીન ઘરી જ્યા હોય તે બેવ ગામ વસમેં વેર બંદાય સે. સોરીના ગામવાળા ભેગા થી'ન સોરાના ગામ પૅર હુમલો કરે સે. સોરીના ગામનું પસ્સા કે હો માણહુનું ટોળુ હુમલો કરવા જાય સે. સોરાના ઘેર જી'ન તોડફોડ કરે સે. સોરાના ગામ પૅર હુમલો કયરા પછેન સમાધાનની વાતુ સાલે સે. જો સોરી સોરાન ઘેર રે'વા તીયાર હોય તો આઠ દહ હજાર રૂપિયાને સાર પાંસ બોકડા હાટે તોડ પાડવામેં આવે સે. પછેન સોરી સોરાનું ઘર માંડે સે. સોરી રે'વા હોર તીયાર નીં હોય તૅર તીના ઘરવાળા તીને પાસી લી'જાય સે. ને બે ગામ વસ્સે વેર થી'જાય સે. જે પેઢીઓ હુદીન સાલે સે. મેળામેં, હાટમેં કે રસ્તામેં ભેગાય જાય તો એખબીજા પૅર હુમલો કરે સે.

ઘણીવાર વેર હોય તેર પેણેલી બાયડીને હોત ઘરી જવામેં આવે સે. આવા વખેત આખું ગામ ભેગું થી'ન ઘરી જનારના ગામ પૅર હુમલો કરે સે. જો ઘરી લીદેલી બાયડી પાસી આલવી હોય તૅર ઘરી જનારને વીહથી પસ્સી હજારનો દંડ કરવામેં આવે સે. દંડની રકમ ભરે તો જ બાયડીનો ઘણી તીને રાખવા તીયાર થાય સે. નીં તો વેર અગૉળ ચાલે સે. જો ઘણી લી' જે'લી બાયડીને રાખવા તીયાર નીં થાય તૅર બાયડી ઘરી લી'જેલાનું ઘર માંડે સે.

આયી બેવ રીતે જો સમાધાન કરવામેં આવે તીને ટંટો તોડવો કે ગુનો ભાંગવો કહવાય સે. ઘરીન લી'જવાયલી બાયડી જો ઘરી જનારનું ઘર માંડે તૅર કોય વિદિ કરવામેં નીં આવતી. ખાલી સમાધનમેં નક્કી કરલી દંડની રકમ ભરવા પડે સે. આવા લગનને ઘરી લાવ્વુ કેય સે.

રીત કરવી :

ઘણીવાર લાડો પશ્યાવાળો હોય પુણ લાડી ગરીબ ઘરની હોય તેવી વખેત ખૂબ સાદાઇથી લગન કરવામેં આવે સે. લાડી પેણીન હાહરે આવે તૅર લાડાને ઘેર ફરીથા ઘામ્ઘૂમથી લગન કરાવામેં આવે સે. ગામમેં બે પક્ષ પાડવામેં આવે સે. એખ લાડાનો ને બીજો લાડીનો. બે પક્ષ પાયડા પછેન લાડાલાડીનું બદીજ વિદિથી ઘામઘૂમથી પાસુ લગન કરવામેં આવે સે. જે રીત કરી કહવાય સે. આવા લગનનો બદો ખરસ લાડાવાળા કરે સે.

રાઠવા જાતમેં સૂટાસેડા ઘણા ઓસા થાય સે. લગનની સરૂઆતમેં જ જો લાડાને લાડીનીં ગમે તો બેવ ગામના વડીલો ભેગા થી'ન લગન સૂટુ કરાવી નાંખે સે. લાડીવાળાને થે'લો બદો ખરસ લાડાવાળાએ આલવો પડે સે ને દંડ હોત ભરવો પડે સે. આમાંથી હોત ઘણીવાર વેર બંદાય સે. મોટી ઊંમરે ખાસ સૂટાસેડા થતા નીં મેં.



તેલ સડચા પછેન ને લગન પેહલાના ગીતું

ઊગી ખજૂરી ગામે ગામે રે,
ઊગી ખજૂરી ગામે ગામે....
એવા મોટાભાય ઝગડો તમારી બેની પૈણાવો રે...ઊગી...
એવા વૉવ ઝગડો તમારી નણદી પૈણાવો રે...ઊગી...
બારેને તેરે વરસ્યાં કોસીંબડી તું ગામે ગામે રે....ઊગી...
લીલાં પીળાં પીપરનાં પાન,
હાથુમેં પીપરનાં પાન,
શોભે મારાં બેન.
લીલાં પીળાં ભાયાની જોડ,
હાથુમેં ભાયાની જોડ,
શોભે મારાં બેન.
લીલી પીળી બેનોની જોડ,
હાથુમેં બેનો ની જોડ
શોભે મારાં બેન.

બેની કી' કૉલેજમેં ભણતેલાં રે,
બેની કી' કૉલેજમેં ભણતેલાં રે.
બેની ઉદાપોર કૉલેજ મેં ભણતેલાં રે,
બેની ઉદાપોર કૉલેજ મેં ભણતેલાં રે.

ઘરમેં જાસેને ફૂલાં વેચસે મારાં બેનાં,
તમારા ઘરમેં ખોટું લાગસે મારા બેનાં.

એખે લાલ દરવાજે તંબુ તાણિયા,
બેનને સાસરે જવાનાં આવે એખેલાં.
એખે ભાયા સોડી ને જવું પડે,
બેનને હાહરે જવાનાં આવે એખેલાં.
એખે બેનો સોડીને જવું પડે,
બેનને હાહરે જવાનાં આવે એખેલાં.

બેની સંગાતી લી'ને જજો
બેનને સાસરે જવાનાં આવે એખેલાં.

ઊંસો વડલો નીસે બેંગલો,
બેંગલામેં બેની એખેલાં રે.

આંબે લાગ્યો વડલાનો મોરો,
આંબાની કેરી ઝોલાં મારે રે.

નાનાં હતાં ને બેની ઘેરે રે'તેલાં બેની,
હાહરે જહો ને તમે ભૂલી રે'હો રે.
ગોટો ગોટો ગુલાબનો ગોટો,
ગુલાબમેં રમતેલાં.
છોયડો છોયડો માડીનો જોડો,
ગુલાબમેં રમતેલાં.

હાથમેં કેમેરો લી'ને સાલવું રે મારે કેસીબેન રે,
હાથમેં કેમેરા લી'ને સાયલાં રે.
હાથમેં કેમેરો લી'ને સાલવું રે મારે કેસીબેન રે,
હહરાનો ફોટો ખેંસવા સાયલાં રે.
હાથમેં કેમેરો લી'ને સાલવું રે મારે કાસીબેન રે,
હાહુનો ફોટો ખેંસવા સાયલાં રે.

બેનીને નાનાં પૈણાનો ઘણો હોંસ,
હોંસે દિવેલીયાં બળે.
બેનીને હહરો કે'વાનો ઘણો હોંસ,
હોંસે દિવેલિયાં બળે.
બેનીને હાહુ કે'વાનો ઘણો હોંસ,
હોંસે દિવેલિયાં બળે.
બેનીને હાહરે જવાનો ઘણો હોંસ,
હોંસે દિવેલિયાં બળે.
બેનીની કોપી તે જમા ભરી સોપડી,
લોકોની નજરો લાગ હે.
બેનીની માડી હુતીને હાહુ ઓયરાં રે,
હાહુની નજરો લાગ હે.
બેનીનો બાપો હુ તો ને હહરો ઓયરાં રે,

હહરાની નજરો લાગ હે.
બેનીની બેનો હુતી ને નંણદ્દી ઓયરાં રે,
નંણદ્દીની નજરો લાગ હે.

ઓ બેની કાં રમવા જે'લાં,
ને કાં તમારાં મન મોયાં રે.
ઓ બેની નિહાળ ભણવા જે'લાં,
હાઇસ્કૂલ તમારાં મન મોયાં રે.

લીલી લીલી વાડી રે,
કેલધરા ગામની વાડી રે,
લીલો વેલો નમે.
સૂકી સૂકી વાડી રે,
રૂમડિયા ગામની વાડી રે,
સૂકો વેલો નમે.

લવિંગનું ફૂલ બેની ચંપાના મોગરે ઊતારે,
ટોકરીમેં રે'લા બેની રંગપુરમેં ચેન નીં પડે,
બાપા જોડે રે'લાં બેની હહરા જોડે ચેન નીં પડે,
માડી જોડે રે'લાં બેની હાહુ જોડે ચેન નીં પડે,
બેની જોડે રે'લાં બેની રાંડો જોડે ચેન નીં પડે,

ચંદન તલાવડીનું રમઝમતું પાણી,
બેની લીંબુનું સરબત બનાવી લીજો રે
નદીએ ઓવારે બેનો રે મલ હે,
બેનોની કૉપી ખેંસાવી લી જો રે.
નદીએ ઓવારે ભાયો રે મલ હે,
ભાયાની કૉપી ખેંસાવી લી જો રે.
નદીએ ઓવારે ભાયબંધ રે મલ હે,
ભાઇબંધની કૉપી ખેંસાવી લી જો રે.

આંબલી તે થડુમેં મોરેલાં રે,
ડાળે પાને રસી રે'લા રે.
દિયર તે તેડવા આવેલા રે,

ડાળે પાને રસી રે'લા રે.

બેનને ઉદાપોર જવાનો ઘણો સોખ,
પોપટ પાંજરામેં બોયલા કરે.
બેનને હાહરે જવાનો ઘણો સોખ,
પોપટ પાંજરામેં બોયલા કરે.

લીલી વાડીમેં લીલો ડમરો મોરા રાજ,
ફૂલડાં વીણવા ગઇ'તી મોરા રાજ,
ફૂલડાં વીણવા ગઇ'તી મોરા રાજ.
એખે બેનીનો જોડો સોડચો મોરા રાજ,
ફૂલડાં વીણવા ગઇ'તી મોરા રાજ,
ફૂલડાં વીણવા ગઇ'તી મોરા રાજ.

જાંબુ સાંયે રે'જો મારી બેન,
કણઝી સાંયે કેમ કરી રે'સો
બાપા જોડે રે'જો મારી બેન,
હહરા જોડે કેમ કરી રે'સો.
માડી જોડે રે'જો મારી બેન,
હાહુ જોડે કેમ કરી રે'સો.
ભાયા જોડે રે'જો મારી બેન,
દિયર જોડે કેમ કરી રે'સો.
બેની જોડે રે'જો મારી બેન,
નંણદી જોડે કેમ કરી રે'સો.

બેનીને ઝરીવાળી તિલળી,
બેનીને ગામડાં ગમી રે'લાં રે.
લાડાને ભંગાર તિલળી,
લાડાને રૂમડિયું ગમી રે'લું રે.
હાત માળ ઊંસો હાત માળ નીસો,
બંગલામેં પૈણાવો બેનને બંગલામેં પૈણાવો.

બેની જાંબુ જાંબુ કે'તેલા,
જાંબુના કે'સો બેની લીંબુ કે'વાના રે.

બેની બાપો બાપો કે'તેલા,
    બાપોના કે'સો બેની હહરો કે'વાના રે.

લીલી કોસીમડીનો સાંયો રે ગોરાં બેન,
    સાંહેડો નમી રે'લો રે.
તાં તારે બાપુનો લાડ રે ગોરાં બેન
    સાંહેડો નમી રે'લો રે.

હાથમેં સૂરકેસ જવું મારી બેન,
    રેસમિયો રૂમાલ.
બાપાને સોડી જવું મારી બેન,
    રેસમિયો રૂમાલ.

આંબાની ડાળ ઘણી લાંબી મારી ગૌરી બેન,
    દોરો ખેંસાયો બીજા દેસ.
બેની નો જોડો ઘણો લાંબો મારી ગૌરીબેન,
    દોરો ખેંસાયો બીજા દેસ.

બેનના માંડવા પસાળ ફૂલવાળી,
    બેની બોલતા કેમ નીં',
બેનના બાપા બોલાડે એખ બોલ,
    બેની બોલતા કેમ નીં',

પતંગ ગેઇ કયા દેહમેં,
    દોરો રયો મારા હાતમેં,
બેની ગઇ કયા દેહમેં,
    દોરો રયો મારા હાતમેં.

બેની આપળારે ઘરમેં સિંદેળી સોખો,
    કેમરે વિસારીયા રે.
બેની આપળારે ઘરમેં ભાયાનો જોડો,
    કેમરે વિસારીયા રે.

કડવો લીમડો લીમડો મોરેલો રે,
    તીના ફૂલડાં વેરાયાં રે.

બાપો સોડી હહરો ઓરીયાં રે,
તીના ફૂલડાં વેરાયાં રે.
માડી સોડી હાહુ ઓરીયાં રે,
તીના ફૂલડાં વેરાયાં રે.
ભાયો સોડી દિયર ઓરીયાં રે,
તીના ફૂલડાં વેરાયાં રે.
બેની સોડી નંણદી ઓરીયાં રે,
તીના ફૂલડાં વેરાયાં રે.

અંતરનો લીલો પીળો રંગ,
રંગ ગયો સાસરે રે.
બાપા મારૂ લાયસન કઢાવો,
નથી જવું સાસરે રે.
નદીની કોરે કોરે વડલો રે,
ડાળ નમી ના જાય.
રૂમડિયાની સોરીઓ આવહે રે,
બેન સરમાયના જાય.

લાડાની જાન જાય તેના ગીતું.

વીરા તારે જવું સે કાકરાની વાટે,
ગોરા વીરા પોગુમેં સંપલ નંઇ મળે.
વીરા તારે જુવું સે બોડેલીના રોડે,
ગોરા વીરા પોગુમેં સંપલ નંઇ મળે.

આડી સેરીએ રમવા નીં જહો મોરા વીરા,
આડી સેરીએ રમવા નીં જહો મોરા વીરા,
બોડેલીની જબરી ઝપાટી,
વીરાની વીંટી લી'લેહે.
લઇલે તો લી'લેવા દીજો,
હાતે પકડી લેજો મોરા વીરા.

વીરા ચિતરેલા બંગલામેં રે'લા,
વીરા એખેલા કેમ કરી જહો.

વીરા ભાઇબંધ જોડામેં રે'લા,
વીરા એખેલા કેમ કરી જહો.

લગનની વિદિ વખતના ગીતું :

બેની આવો રૂડો મંડપ આપળો સે,
બેની માંડવામેં લીલી પીળી લાઇટ,
લાઇટો આપળી સે.

ટોકરી ગામસે લીલા લે'ર બેની હું લેવા જાય,
ટોકરીની બેનો ટનાટન બેની હું લેવા જાય,
ટોકરીના વીરા ટનાટન બેની હું લેવા જાય,
રંગપુર ગામ સે સૂકાસેર બેની હું લેવા જાય,
રંગપુરના સોરા સૂકાસેર બેની હું લેવા જાય,
રંગપુરની સોરીઓ સૂકાસેર બેની હું લેવા જાય.

તમારો બાપો તુલસી વધાયવાં,
તમેરે રાયવર કેમરે વિસરીયાં.
તમારી માડી તુલસી વધાયવાં,
તમેરે રાયવર કેમરે વિસરીયાં.

માંડવે કેસૂડી ફૂલેલી,
કેસૂડી રંગલો.
સવિતા સોઇતેક કરવા રડે,
કેસૂડી રંગલો.
એને સોઇતેકે બહાડો,
કેસૂડી રંગલો.

માંડવે ગુલાબનો ગોટો,
માંડવો રસાવો રે,
છાયાબેનના મામા આવે,
માંડવો પાંસ રાખો રે.

લીલો રૂમાલ સે ઘૂમસાવાળો,
વારે વારે બેનાં લેતા જવાનાં.

સોનાની કંઠી સાદી લાયા,
    ઓલા બાપુ મેં પે'રી જવાનાં.

આજે સવાલાખની બેની દાનમેં કેમ રે અલાય,
આજે બેડું અલાય સોનું અલાય બેની નીં અલાય,
બાપુ કરીલે વસાર આજે હવાલાખની બેની દાનમેં કેમરે અલાય.

મોટા મોટા સાયળા દેખાય સે,
    બેની તારા મામા નીં આવે.
મોટા મોટા સાયળા દેખાય સે,
    બેની તારા ભાયા નીં આવે.

લીલી તુવેર રાતું ફૂલ રે ચંપાબેન,
    તમારી હાહરી ઘણી દૂર રે ચંપાબેન.

વાડીનાં ફૂલડાં વેરાય જાય,
    વેરાય જાય બેનાં વેરાય જાય.
લાડેકી દીસરી પૈણી જાય,
    પૈણી જાયરે બેનાં પૈણી જાય.

બેનીના આંગણે ચંપો મોરેલોરે,
    બેની તારા આંગણે.
લાડાના આંગણે ગોંયદો મોરેલો રે,
    લાડા તારા આંગણે.

લાડીને વળાવતી વખતના ગીતું

બેની ઊંડા દરિયામેં ઊતરી જવાના,
બેની વા'લા બાપાને સોડી જવાના,
બેની વા'લી માડીને સોડી જવાના,
બેની વા'લા ભાઇબંદને સોડી જવાના,
બેની પારકા હહરાને ઓરી લેવાના,
બેની પારકી હાહુને ઓરી લેવાના,
બેની પારકી રાંડોને ઓરી લેવાના,
બેની પારકા રંડવાને ઓરી લેવાના,

કોયલ બોયલાં આંબલા ડાળ રે,
કોયલ બોયલાં મન રયાં રે.
બેની કે'મેં બાપા વરના જરીના રે'મ રે
કોયલ બોયલાં મન રયાં રે.
બેની કે'મેં માડી વરના જરીના રે'મ રે,
કોયલ બોયલાં મન રયાં રે.

બેની છાના કટારા ઝાલી લી'જો રે,
બેની મામા આવે તો આળી રી'જો રે,
બેની મામી આવે તો આળી રી'જો રે,

અંતરની સીસી ખોલ બેની,
સેટી હાહરી સમાળ બેની.
માડીનો જોડો સોડ બેની,
પારકી હાહુ સમાળ બેની.
બાપાનો જોડો સોડ બેની
પારકો હહરો સમાળ બેની
બેનોનો જોડો સોડ બેની
પારકી નંણદી સમાળ બેની.

બેની કંકુ ભયરો ઓરીલો,
સિંદૂરના પગલાં પડે.
બેની સોડી દીધો બાપો સંભાળી લીધો હહરો,
બાપાનાં અળકો કરો.
બેની સોડી દીધી માડી સંભાળી લીધી હાહુ,
માડીનાં અળકો કરે.

ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની,
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.
નીં આવે બાપો નીં આવે માડી,
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.
નીં આવે મેલવા નીં આવે તેડવા
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.

નીં આવે મામા નીં આવે માસી,
ઝાઝા ડુંગીરામેં નીં જહો બેની.

ઊંસા ઊંસા ડુંગીરામેં હાહારી ખોળેલી,
હાહરે જવાના બેનને સરતો નીં આવે.
નાનાં હુતા ને બેની બાપો કીધેલું,
હહરો કે'વાના બેનને સરતો નીં આવે.
નાનાં હુતા ને બેની માડી કીધેલું,
હાહુ કે'વાના બેનને સરતો નીં આવે.

બાપાના ઘેરમેં કામ નીં કયરૂં બેની,
બાપાની ઓઢણી હેડી મેલો રે,
હહરાના ઘેરમેં કામ નીં કયરૂં બેની,
હહરાની ઓઢણી હેડી મેલો રે.

બેની વનડામેં વાજાં વાગે,
બેની ગોદડીએ રઇને સમાળો.
બેની વનડામેં બાપો બોલે,
બેની ગોદડીએ રઇને સમાળો.
બેની વનડામેં માડી બોલે,
બેની ગોદડીએ રઇને સમાળો.

જોવું જોવું રે બેની નગરીનું રૂપ માંડેવે,
જોવું જોવું રે બેની મામા લોક માંડેવે,
જેવા કરસે એવા મેલસે મામા લોક માંડેવે.

ખાખરે ચયડાં બેની પીપરે ચયડાં રે,
ગામનો ઓવારો બેની સોડીયાં રે,
બાપોની સોડું બેની માડીનીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડીયાં રે.
ભાયોનીં સોડું બેની ભાભીનીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડીયાં રે.

ઊંડોસે કૂવો સેટાં સે ખેતરાં,

તને તેડવા કોઇ નીં આવે.
બાપોસે એખલો માડીસે એખલી,
તને તેડવા કોઇ નીં આવે.
ભાયોસે એખલો ભાબી સે પારકી,
તને તેડવા કોઇનીં આવે.

બેન લીમડાની બજારે,
બજાર વાટ જુવે સે.
બેની ઉદ્દાપોરના ડેપામેં,
ભાઇબંદ વાટ જુવે સે.
બેની કવાંટની બજારે,
બેનો વાટ જુવે સે.
બેની ઉદ્દાપોરની કોલેજે,
બેનો વાટ જુવે સે.

બેની ચઢીજા મેડીએ દેખાડું તમારી હાહરી રે,
લાડા ચઢીજા ટેકરે દેખાડું તમારા ઝૂંપડા રે.

રૂમાલ વગર બેની એખેલાં રૂમાલવાળા,
બેની વગર બેની એખેલાં રૂમાલવાળા,
ભાઇબંદ વગર બેની એખેલાં રૂમાલવાળા.

સેટી હાહેરી બેન કોણે ઓરેલી,
સેટી હાહેરી બેન કોણે ઓરેલી
સેટી હાહેરી બેન બાપો ઓરેલી,
સેટી હાહેરી બેન બાપો ઓરેલી
સેટી હાહેરી બેન ભાયો ઓરેલી,
સેટી હાહેરી બેન ભાયો ઓરેલી

કૂવાના ટોડલે પોપટ બેઠાં હો બેની,
કૂવાના ટોડલે પોપટ બેઠાં હો બેની.
બાપાનાં ભાતા કોય લાવહે હો બેની,
બાપાનાં ભાતા કોય લાવહે હો બેની.
માડીનાં દવણાં કોય દવસે હો બેની,

માડીનાં દવણાં કોય દવસે હો બેની
ભાયાનાં લુગડાં કોય ધોવસે હો બેની,
ભાયાનાં લુગડાં કોય ધોવસે હો બેની.

બેની ઊંસી મેડીને નીસે ઝરીયાં કામેડાં રે,
બેનીનો બાપો આવેને બેની ખોલીદે કામેડાં રે,
બેનીની માડી આવેને બેની ખોલીદે કામેડાં રે,
બેનીની બેની આવેને બેની ખોલીદે કામેડાં રે,
બેનીનો ભાયો આવેને બેની ખોલી દે કામેડાં રે.

સણકેલા હાહરીયે સાયલાં રે,
ને ઉંડેણ સણકલી રે.
હવે બાપા ગાળો નીં દીજે ને,
તારી દીકરી ઘડીની પરોણી,
ને ઉંડેણ સણકલી રે.
હવે માડી ગાળો નીં દીજેને,
તારી દીસરી ઘડીની પરોણી,
ને ઉંડેણ સણકલી રે.

કડવો લીમડો લીમડો મોરીયો રે,
તીના ફૂલડાં વેરાયાં રે.
આજે હુતી બાપાની દીસરી,
કાલે હહરાની વૉવ રે.
આજે હુતી માડીની દીસરી,
કાલે હાહુની વૉવ રે.
આજે હુતી ભાયાની બેની,
કાલે દિયરની ભાભી રે.

ઓટીલા ઉપર બેઠારે બેની મનમેં વસારે,
બાપો સોડીને બેઠારે બેની મનમેં વસારે,
માડી સોડીને બેઠારે બેની મનમેં વસારે.

નવસારી નદીઓનું પાણી મારાં બેનાં,
નવસારી નદીઓનું પાણી મારાં બેનાં.

કેમ કરી બાપો વિસાર્યો મારાં બેનાં,
 કેમ કરી માડી વિસારી મારાં બેનાં.
કેમ કરી વીરા વિસાર્યો મારાં બેનાં,
 કેમ કરી હહરો સમાળો મારાં બેનાં.

બેનીને હાહેરી ઘણી દૂર રે,
 બેનીને જતે આવતે વસાર આવે રે.
બેનીને બાપાના ઘણા લાડરે,
 બેનીને જતે આવતે વસાર આવે રે.

નજરે નજરે આવજો રે બેની,
 નજરે નજરે આવજો રે બેની ઘણા ના રડો.
ભાયો મેલવા આવહે બેની,
 ભાળી તેડવા આવહે બેની ઘણા ના રડો.
કોયે નીં આવે બેની કોય નીં આવે,
આડાછે ડુંગીરા વચ્ચે સે દરિયા કેમ કરી આવે,
બાપોનીં આવે રે બેની માડી નીં આવે,
આડા સે ડુંગીરા વચ્ચે સે દરિયા કેમ કરી આવે.
ભાયોનીં આવે રે બેની ભાભી નીં આવે,
આંડા સે ડુંગીરા વચ્ચેસે દરિયા કેમ કરી આવે
બેનને અડદી રાતના દઇણુ દળાવહે,
 બેનને પારકી હાહુ ના સોડે,
બેનને અડદી રાતના રોક્ષા રંદાવહે
 બેનને પારકી રાંડે ના સોડે.
બેનને અડદી રાતના ભોયટા ગૂડાવહે
 બેનને પારકી રાંડે ના સોડે.

બેનીને ચંપે ગુલાબી ફૂલ રે,
 બેનીને હાહરે જવાના રે,
બેનીને માડી બાપાનો લાડરે,
 બેનીને હાહરે જવાના રે.
બેનીને ભાયો બેનીનો જોડો રે,
 બેનીને હાહરે જવાના રે.

ઊંડા દરિયામેં ઊતરી પયડાં રે ચંપાબેન,
જવું પડે પણ આવતા રે'જો ચંપાબેન.

બેની ચિતરેલા બંગલામેં રે'લા,
બેની એખેલા કેમ કરી જહો રે.
બેની ભાયાના બંગલા મેં રે'લા,
બેની એખેલા કેમ કરી જહો રે.
બેની બેનોના જોડામેં રે'લા
બેની એખેલા કેમ કરી જહો રે.

દન ઊગ્યો શિરાણ આયવી,
માડી રે તારા દવણા કોણે દવ સે.
દન ઊગ્યો શિરાણ આયવી,
બાપા રે તારા ભાતા કોણે લાવ હે.

ઘણાનીં રડો બેની ઘણાંની રડોરે,
હપનામેં આવહે બેની રોજે રડાવે.
બાપાનીં આવે બેની માડીનીં આવે રે,
હપનામેં આવહે બેની રોજે રડાવે.
ભાયોનીં આવે બેની ભાભીનીં આવે રે
હપનામેં આવ હે બેની રોજે રડાવે.

બેની રડતેલા છાના રી'જો રે,
અગેવ આવે મામાના ગામુ રે.
બેની રડતેલા છાના રી'જો રે.
અગેવ આવે બેનીના ગામુ રે

ઘણાના રડો બેની ઘણાના રડો રે,
ગાડીએ બહીન આવે બેની તારા મામા રે
ઘણાના રડો બેની ઘણાના રડો રે,
ગાડીએ બહીન આવે બેની તારા મામી રે

ખેતર જતા ભાઇ જોડે, ઘરે આવતા ભાભી જોડે,
ઓ મારી બેન રે, એવો જોડો કેમ છોયડો.

ગામે નીં સોડું બેની સીમે નીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે.
બાપોનીં સોડું બેની માડી નીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે.
ભાયોનીં સોડું બેની ભાબી નીં સોડું રે,
ગામનો ઓવારો બેની સોડી રી'યા રે.

ઝાઝા ડુંગીરા મથવાળ મેલ્યા રે ગૌરીબેન,
આડા ડુંગીરા કેમ ઓરીયા રે.
બાપો સોડીને હહરો ઓરીયા રે ગૌરીબેન,
આડા ડુંગીરા કેમ ઓરીયા રે.
માડી સોડીને હાહુ ઓરીયા રે ગૌરીબેન
આડા ડુંગીરા કેમ ઓરીયા રે.

કૂવાની કાઠે પોપટ બેઠો હો બેની
માથે બેડું ને માડી રડહે હો બેની,
માડીના પાણીલા કોય ભરહે હો બેની,
બાપાનું ભાત કોય લાવહે હો બેની,
ખેતરે જહેને બાપો રડહે હો બેની,
ભાયાના લુગડાં કોય ધોવહે હો બેની,
હાતમેં લુગડાંને ભાયો રડહે હો બેની.

મેડીએ રી'ને બેની સીટી મારે રે,
બેની મેડીએ રૂવે.
બેનીનો બાપો ઘરે વાટ જોવે રે,
બેની મેડીએ રૂવે.



# કુંવારિયા ની બાદા

સુભાષ ઇશાઇ

સોરૂ નાનલુ હોય ને ખૂબ મીંદાયલુ રે'તુ હોય તેંર તીના નામની બાદા રાખવામેં આવે સે. આયી બાદાને કુંવારિયા કે સમોણિયાની બાદા કહવામેં આવે સે. આયી બાદા સોરા ના આશ-બાહને બડવો લેવાડે સે. બાદા રાયખા પછેન સોરાના પોગમેં તાંબાના કડા પે'રાવામેં આવે સે જે બેડી કહવાય સે. સોરૂ બાર વરહનું થાય તેંર આયી બાદા સોડાવામેં આવે સે. આયી બાદા ગુજરીન દાહડે સોડવામેં આવે સે.
બાદા સોડવાને દા'ડે બે કુંવારા સોરા ને બે કુંવારી સોરીયુને ભૂયકા રાખવા મેં આવે સે જેયા કુંવારિયા કહવાય સે. બાદા સોડવાની વિદિ બડવો કરાવે સે. ઘરધણી ઢોલીઆ બોલાવે સે. થાળીમેં પૂજ, કંકુ, પશ્યા, દીવો અહલુ બદુ મેશીન બડવો વદાવણુ તીયાર કરે સે. આ વદાવણાથીન ઢોલાઆને વદાવે સે. ઘરની હામે કુંવારિયા બે સોરા ડાળા રોપવાના પાંસ ખાડા ખોદે સે.

ઘોરના લોકુ, મેહમાનો ને બીજા બદા ડાળો લેવા નાસતે કૂદતે જાય સે. અગોળ ઢોલીઓ ઢોલ વગાડે સે. તેંણ કળમ ને બે કળાની ડાળો લી'ન નાસતે કૂદતે બદા પાસા ઘેર આવે સે. આયી ડાળો ઇંદરાજની ડાળો કહવાય સે. ઘેર આવે તેંર બડવો ને ઘરધણી ડાળોને વદાવણાથીન વદાવે સે. ડાળોને રમાડવામેં આવે સે. જેમેં ડાળોને લી'ન હાત હીદા ને હાત ઊંધાં ગોળ આંટા ફરવામેં આવે સે. ખાડામેં પૂજ નાંશીન ડાળો રોપવામેં આવે સે. ડાળો ઊપેર ઉળેદના ઢેબરા બાંદવામેં આવે સે. ડાળો અગોળ હુતારે આખા લાકડામેંથા ઘડેલા પાંસ પાટલા મેશવામેં આવે સે. જોળે પાંસ કોરા માટલા ને પાંસ કોરી કટવી મેશવામેં આવે સે. માટલા ને કટવી પેંર દીવા હળગાવામેં આવે સે. બડવોને તીના જોડીદાર ઢાક વગાડીન ગાયણુ કરે સે. બડવો બોલ હોત ભણે સે.

બાદાવાળા સોરાને સમોણિયો હોત કહેવાય સે. કુંવારિયા તીને અંઘોળ કરાવે સે. પછેન તીને બરોબર તીયાર કરવામેં આવે સે. સોરાના મામા ને બીજા હગા તીને બરોબર તીયાર કરે સે. સોરાના મામા ને બીજા હગા તીને પશ્યા આલે સે. પછેન બદા સોરાને ખબે બહાડીન ડાળોની ફરતે નાસ કરે સે. બાયડીયું ગીતું ગાવે સે. રાતે મોડા હુદીન નાસવા ગાવાનું સાલે સે. રાતેજ હગાવાલાંને ગામ લોકું ને ખવાડવામેં આવે સે. આયી બાદા રાતેજ પૂરી કરી દેવામેં આવે સે.

ગાયણું

નાયખો ઓલા કુંવારિયા ઇંદેન દેવ કેવા રૂડો એ
નાયખો ઓલો બાળ છાબલિયે મહિનાન બાળા કેવો રૂડો એ
જુવો ઓલો કુંવારિયો ઇંદેન દેવ કેવા રૂડાં અ
નાખો બાબા બાળ નવ છાબલિયા વયરાન દેવ કેવો રૂડો એ
દોયડા દેવ નોકરને ચાકર દેવ મારા કેવાં વાલાં એ
જડયો નવ છાબલિયે વયળા ન દેવ હુદરવાળાં એ
હોયલા બાબા કરોળિયા ઇંદેન દેવ કેવા રૂડાં એ
બોલ્યા ઓલ્યા બાળાં છે અમો ન દેવ મારા કેવા રૂડાં એ
જડયો ઓલ્યા જવારિયા ઇંદેન દેવ કેવા રૂડાં એ
દેવુના આયવા જુવારી માનતા ન દેવ કેવા રૂડાં એ
લીધાં ઓલી કુંવાર કુંવારણ દેવ ઉતર બાળા એ
ઉતર ઓલી કુંવાળખો રાણી ન દેવ કેવો બાળો એ
હોયલા ઓલા જવારિયા ઇંદેન દેવ કેવો રૂડો એ
નાખો ઓલા ડાબા જમણીના મેળા ન દેવ કેવો રૂડો એ
દેવુના આયવા ઘરેણી મહિના ન દેવ કેવો રૂડો એ
નાયખા ઓલા નવ છાબલિ મહિના ન દેવ કેવા હોયલો એ
નયલા હોયલા કુંવારિયા ઇંદેન બાળા કેવો રૂડો એ
નાયના બાળા નવ છાબલિયે મોનો ન દેવ કેવા રૂડા એ
ડોહરા હોયલા કુંવારિયા ઇંદેન દેવ કેવો વાલાં એ
દોરા અરમાન કુવારી કજુમ દેવુનાં કેવાં વાલાં એ
નોયલાં બાળા કુંવારિયા ઇંદેન દેવ કેવા રૂડાં એ
નોયલાં ઇંદ કુંવારી કરજો બાળા કેવા ઓલાં એ
નોયલાં બાળાં કુંવારી ધરતીમ દેવ કેવા વાલાં એ
ડાબા જમણે મેળામેં કયરો ન દેવ કેવા વાલાં એ
ડાબા જમણે કુંવારા ઇંદેન દેવ કેવાં રૂડો એ
બાળા ઓલા કુંવારિયા ઇંદેન દેવ કેવાં વાલાં એ
નોયલાં બાળાં કુંવારિયા ઇંદેન દેવ કેવાં વાલાં એ
ઝોંપે દરવા ધૂળાને માનોન દેવ કેવાં વાલાં એ
નોયલાં ઓલા નવ ગોરાંટી માડી ન દેવ કેવાં રૂડાં એ
નોનાં બાળા નવ ભાટીએ ઉતપરાંન દેવ કેવાં રૂડો એ

ઊતર્યાં બાળા નવ પાછીના ભીડા ન દેવ કેવાં રૂડાં એ
ઓલા ઇંદે કુંવારિયા ઇંદેન દેવ કેવાં રૂડાં એ
નોયના બાળા કુંવારિયા ઇંદેન દેવ કેવો રૂડો એ
બાળા અરમાન ધરતીરે કજુ દેવ કેવો રૂડો એ
નોયલા ઇંદે ડાબા જમણીના મેળા ન દેવ કેવો રૂડોએ
નોયડાં ઓલા નવ કળજુગના દીવા ન દેવ કેવો રૂડો એ
નોયલા ઇંદ પડ પોણાગો કયરાં ન દેવ કેવો રૂડો એ
બોલા ઓલા કુંવારિયા ઇંદેન દેવન કેવો રૂડો એ
નાયલાં બારા કુંવારિયા ઇંદેન દેવ કેવા રૂડો એ
ડાબા જમણે મેળોને કયરો ન દેવ કેવા રૂડો એ
આયવા ઓલા રાતી રાણીનો ટેમેણ દેવ કેવા રૂડા એ
બોયલા ઓલા હાથુમેં ઘડિયાર દેવ કેવા રૂડો એ
વાયગા ઓલા હાત ટકોરા વાયગા ન દેવ કેવો રૂડો એ
આયવા ઓલા ઇંઢોની કટન દેવ કેવો રૂડો એ
નાયવા ઓલા કુંવારિયા ઇંદેન દેવ કેવો રૂડો એ
બોયલા મારા કુંવારિયા ઇંદેન દેવ કેવો રૂડો એ
ઓલા ઇંડા જોણાં કે ઊતર દેવ કેવો રૂડો એ
ઊતર ઓલા પોતાની માનો મ નીં દેવ કેવો રૂડો એ

બોલ

એ તારા મારા કુંવારિયાઇંદ
કરોળિયાઇંદ
આ દા'ડે મારે ભોળિયાઇંદ મારે
બોમણિયાઇંદ મારે
કરોળિયાઇંદ
છાબલિયાઇંદ
આજ દા'ડે મારે પડ પાણગાની પૂંજા આવી તે વખત મારે
ડાબા જમણીનો મેળો નીં મોંગ
એ દા'ડે મારે બાવી ચોવી વરહે
તે વખતે મારે આભા ઝીંઝા કણબીની કળમી રાજા
એ દા'ડે મારે તે વખત મારે કુંવારિયા દેવ મારે

છાબલિયા દેવ
એ દા'ડે મારે બાર બોકડિયા
બાર કુકડિયા માયના
તે કુકડિયા માયના
એ તે વખત મારે ચાલ બાજે રાખે
કુંવારી કજુમ મેં
આ દા'ડે મારે કોઇ પીડા પનોતીમ
પીડાના માયરા
પનોતીના માયરા
દુખ વહળેમ
દહા વહળેમ
તારી તે વખત મારે
પાંચ વરહે
દહ વરહે
તારી કથા કરહે
પૂંજા કરહે
હર્યો ચર્યો
એ દા'ડે તારી મેહનત કરહે
મજૂરી કરહે
તારી કથા આવે
પૂંજા આવે
બાવી ચોવી વરહે તારી મેળો મામલો કરહે
એ દા'ડે મારે ડાબા જમણીના મેળામેં
એ દા'ડે મારા નાગા નાવા
ભોળ્યો ડામોર
ચિચોડિયો ડામોર
હયી રાજા
ઘેલ્યા રાજા
રાજા ભોજ
એ રાજા ભોજના પાણગા આવે
પડ પાણગાની પૂજા આવે

એ દા'ડે મારે બોલ્યા ચાલ્યા તે વખત મારે
આ તે વખત મારો નોકર ચાકર રે'લા તે વખત મારે
આ તે વખત મારે ગામ છે
દેવ તે વખત મારે
નોકર ચાકર ર'યા તે વખત મારે
બડવાના પગલા
હામો હમનો દેવ કળનો ધણી
એ દા'ડે મારે કથા પૂંજા
તે વખત મારે ભગવાન યાદ છે વધારે રાખહી
માનવીની આસ છે ઓછી રાખીહ
આ દા'ડે મારે બાવી ચોવી વરહે તારી
તે વખતે મારી પૂંજા આવે
પચા આવે તે વખત મારો
આ દા'ડે મારે બામણિયા
જડોયા
કુંવારિયા
કરોળિયા
કટોલિયા
મીરચ્યા
રીંગણિયા
ટપારિયાઇંદ
કરોળિયાઇંદ
છાબલિયાઇંદ
ભોળ્યાઇંદ
એ દા'ડે મારા કુંવારિયા ઇંદ રાજા
એ દા'ડે મારે નોકર ચાક ર'યા
તે વખત મારે નંગરી શે'રો
નંગરી ભાગોળમેં
આ દા'ડે મારે કાછ્યા હૂડોળ
કાછ્યા ભોળો ડામોર
ચિચોડિયો ડામોર

રળિયા રાજા
ઘેલ્યા રાજા
આજ દા'ડે મારે ડાબા જમણીનો મેળો આવે
બાવી ચોવી વરહે તારો મેળો કરે
મામલો કરે તે વખત મારે બોલ્યા ચાલ્યા
હરગુની વાય ને હરગુના ઈદ
એ દા'ડે મારે બોલ્યા ચાલ્યા તે વખત મારે કથા પૂંજા થાય





# હરણછાપ

સુભાષ ઇશાઇ

ઉદ્દાપોર તાલુખામેં રે'તા આદિવાશ્યૂનું જીવન જંગલ હતેણ જુડાયલુ સે. અલગ અલગ ઋતુ જોળે તેયાવ અલગ રીતે જીંદગી જીવે સે. જંગલ, બયડા ને કોતેળા મેં રી'ન તેયાવની જીવ્વાની રીત એખદમ અલગેજ સે. કુદરતને તેયાવ પોતાની રીતે ઓળખે સે ને આવનારા દા'ડા કેવા ઓહે તે હોત તેયાવ તીમની રીતે નક્કી કરે સે. ઉદ્દાપોર તાલુખાના ગોદરિયા વિસતારમેં રેહતા આદિવાશ્યૂ વહરાત કેવો આવહે તે અલગ રીત થા નક્કી કરે સે તે નક્કી કરવા હોર તેયાવ હરણછાપ જાય સે, તે ભાળીન વહરાત કેવો આવહે તે નક્કી કરે સે.

ઉદ્દાપોરથી ગોદરિયે આસરે ૩૦ કિલોમીટર સેટે કાળિયો ને બોળિયો નામના બે બયડા આવલા સે. મોટલા રોહાથી ઊગમણામેં આયા બે બયડા વચ્ચે મોટલુ જંગલ સે. વસમેંથા નાનલુ કોતેળુ વે'સે. આયા જંગલમેં રીંછ, ટીમરિયા વાઘ, જરખ, ખોખળી ને હેહલ્યા બદા રે'સે. આયા જંગેલમેં સપોળા વસમેં એખ નાનલી ગુફા સે તીની અંદેર હરણના બે નાનલા ચિત્ર દોરલા સે જેને આદિવાશ્યૂ હરણછાપ કે'સે. તીમની બાજુમેં એખ નાનલો ચોરસ દોરલો સે જે ખળુ કહવાય સે.

આયા ચિત્રો કોય દોયરા તીની કોય ખબર નીં મેં. ઋતુ પરમાણે આયુ ચિત્ર ઝાંખુ કે પાકુ થાય સે. વહરાત આવ્વાનો હોય તે પહેલા આયુ ચિત્ર એખદમ પાકુ દેખે પડે સે. ટાઢ મેં તે ઝાંખુ દેખાય સે. આયુ ચિત્ર જાણકારો કેય તેમ આસરે દહ હજાર વરહ જુનલુ સે. એવુ બને કે વરહો પેહલા કોય આદિવાશ્યૂ લોકુએ આજુબાજુ થતા ઝાડ કે ફળના રસમેંથા આ ચિત્ર દોયરૂ હોય કે જેનો રંગ ઋતુ પરમાણે બદલાતો હોય નીંકર કોય બીજી રીતે આયા ચિત્રો દોયરા હોય પુણ આજે આની કોય ખબર નીં મે.

અખાઢ મઇનાની સરૂઆતમેં આદિવાશ્યૂ ગુફામેં જેય હરણછાપ ભાળે સે. જો ચિત્ર વારૂ ને પાકુ દેખે પડે તો વહરાત વારૂ આવહે એવુ માને સે. ખળુ બરાબર દેખે પડેતો વહરાત વારૂ આવહે એવુ માને સે. પુણ જો ચિત્ર ઝાંખુ દેખે પડેતો દેવનો કોપ માની વહરાત વારૂ નીં આવે એવુ માને સે.

હરણછાપ આદિવાશ્યૂના દેવની જગા સે. તીને તેયાવ દેવની ભેટ માને સે ને આ જગાની પૂજા કરે સે. જો વહરાત પેહલા આયુ ચિત્ર ઝાંખુ દેખે પડેતો વહરાત વારૂ નીં થાગ' તેમ માની મેઘરાજાની બાદા રાખે સે. હરણછાપે માટીના ઘોડા, ઢાબુ સડાવીન નરિયોળ ફોડે સે. બડવો ધૂણીન બોલ ભણે સે. બદા ભેગા થી'ન વારૂ વહરાત હોર દેવને અરજ કરે સે.

